


॥ श्री कृष्णाय नमः ॥

( શ્રી સનાતનધર્મોપદેશ )

# શ્રી નીતિવચનમાળા

( મ. ૪ થો. )

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

---

— સંગ્રહકર્તા, અનુવાદક અને પ્રકાશક —

શાસ્ત્રી જગાશંકર મંછાશંકર,

મહીધરપુરા હલગીયાનો મોહલ્લા—સુરત.



કીંમત બે આના.



॥ श्री कृष्णाय नमः ॥

( શ્રી સનાતનધર્મોપદેશ )

# શ્રી નીતિ વચનમાળા.

( મ ૪ થો. )


— સંગ્રહકર્તા, અનુવાદક અને પ્રકાશક —

શાસ્ત્રી અંબાશંકર મંછાશંકર,

મહીધરપુરા દાલગીયાનો મોહલ્લો-સુરત.



કીંમત બે આના.



— છાપનાર :—
નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
"શંકર" પ્રીન્ટીંગ પ્રેસ ચઉટા બ્રીજ—સુરત.
—• પ્રસિદ્ધ કર્તા •—
શાસ્ત્રી ગંગાશંકર મંચ્છાશંકર
ઠે. મહીધરપુરા હાલગીયાનો મહોલ્લો—સુરત.



# વિશુદ્ધ પ્રેમ.

શ્રી સચ્ચિદાનંદ પરમાત્મન્ ! આપને અંતરમાં અભેદ ભાવે યજુ છું આ કલ્યાણકારક સદ્ધર્મ નીતિદર્શક ગ્રંથ લખવામાં આપ આ મતિમાં એવો પ્રકાશ નાંખવા કૃપા કરજો કે જેથી આ સ્થળે ધર્મનીતિના સત્ય વચનોજ લખવા તે સમર્થ થાય. આપનો અનંત જ્ઞાનપ્રકાશ આ અંતઃકરણમાં આવતી વખતે જે જે અંતરાયો નડે તેને દૂર કરવા આપ દયાળુ થજો જગતના મનુષ્યો જે આપનીજ પ્રતિમાઓ છે, સ્વરૂપો છે તેમને આપનું યથાર્થજ્ઞાન પ્રકટે, તથા જે માટે તેમનો ઉદય છે તેજ અર્થ સિદ્ધ કરી તેઓ પોતાના સ્વરૂપનો અખંડ અભેદ અનુભવ કરી અખંડ સુખ મય થઇ જાય. આ શરીર, મતિ અને વાણી આપનાંજ યંત્રો છે. આપ સંચાલક પરમાત્મા તે યંત્રોને જન સમુદાયનું હિત સધાય તે માર્ગે પ્રવર્તાવજો આ અમારો સત્ પ્રયત્ન આપનાંજ યશનો વિસ્તાર કરનાર હો.

વિશુદ્ધપ્રેમ એ એક અપ્રતિમ સમર્થ લોહચુંબક છે. તેનો જેના અંતઃકરણમાં ઉદય થયો તેના તરફ આ જગતના સમગ્ર સારા પદાર્થો આકર્ષાઇ આવે છે. પ્રેમ એ પ્રત્યેક વસ્તુ માત્રનો આત્મા છે, અને તેથી વિશુદ્ધપ્રેમ પ્રકટ થતાં વસ્તુ માત્ર ઉપર તેનું સ્વામિત્વ સિદ્ધ થાય છે.

વિધિ વડે સેવન કરાએલી, મોક્ષ પર્યંત સુખ આપ-
નારી ગાયનકળા ઘણીજ ઉત્તમ મનાયલી છે છતાંપણ હલકી
જાતના દુરાચરણી લોકોમાં તેનો ઘણે ભાગે પ્રચાર થયો
છે. જેથી આપણા લોકોમાં તેને માટે હલકો વિચાર ઉત્પન્ન
થયેલો હોવાથી તેને અત્યંત હાનીનું કારણ માને છે તેમ
વિશુદ્ધપ્રેમ ઈશ્વરનો અંશ અથવા તેનુ સ્વરૂપ હોવાથી
તે મનુષ્યોનુ સર્વોત્તમ હિત સાધક છે. છતાં દુરાચારી
લોકોએ તેને વિષય સુખ મેળવવામાં ઉપયોગ કરેલો હોવાથી
ઘણા પુરૂષો પ્રેમ શબ્દથી ભડકે છે. અને તે હાનિકારક ગુણ
છે એમ માને છે, પરતુ યોગ્ય વિચાર કરવાથી 'સઘળા
જ્ઞાની મનુષ્યોને માલમ પડશે કે વિશુદ્ધપ્રેમ આ વિશ્વમાં
મોટામા મોટો સર્વોત્કૃષ્ટ ગુણ છે મનુષ્યોનું 'સર્વોત્તમ
કલ્યાણકારક વિશુદ્ધ પ્રેમના જેવી બીજી કોઈપણ વસ્તુ નથી.
અર્થાત્ હિતમાત્રને અર્પનાર જો કોઈ પણ ગુણ આ વિશ્વમાં
હોય તો તે વિશુદ્ધપ્રેમજ છે. અસ્તુ !

સુરત મહીધરપુરા
દાલગીયાનો મહોલ્લો
સવત ૧૯૮૦

શુભાકાક્ષી
શાસ્ત્રી ગગાશકર મયાશંકર

॥ श्री कृष्णायनमः ॥

# શ્રી નીતિ વચનમાળા.

वेदान्त प्रतिपाद्यं यत्परं ब्रह्मसनातनम् ।

सत्यं ज्ञानमनंतं तन्नमामि कृष्णविग्रहम् ॥१॥ (उ. टी.)

જે વેદાંતથી પ્રતિપાદન થયેલા, સનાતન પરબ્રહ્મ સ્વરૂપ, સત્યસ્વરૂપ, અનંત, જ્ઞાનસ્વરૂપ છે તે શ્રી કૃષ્ણ પરમાત્માને હું નમું છું.

## બ્રહ્મ નિરૂપણ.

एको वशी निष्क्रियाणां बहूनामेकं बीजं बहुधा यः करोति

तमात्मस्थं येऽनुपश्यंति धीरास्तेषां सुखं शाश्वतं नेतरेषाम्

(कृ. य. श्वेत. उ. अ. स. ६) ॥३७८॥

અનેક આત્માઓ જેઓ ક્રિયાથી રહિત છે તેઓને આ પરમાત્મા એક છતાં વશ કરવાવાળા છે. એ એક બીજને અનેક પ્રકારે કરે છે. જે વિવેકી ( ધીર ) પુરૂષો પોતાના શરીરમાં રહેલા આ પરમાત્માને જુવે છે તે શાશ્વત સુખ પામે છે પણ બીજાઓને તે સુખ મળતું નથી.

## પૃથ્વીની ગોળાકાર સ્થિતિનું વર્ણન.

"स्रग्धरा वृत्तम्"

"म्रभ्नैर्यानां त्रयेण त्रिमुनियतियुता स्रग्धरा कीर्तितेयम्."

ગણુ—મ, ર, ભ, ન, ય, ય, ય. યતિ—૭—૭—૭

भूमेः पिंडः शशांकज्ञकविरविकुजेज्याकिंनक्षत्रकक्षा
वृत्तैर्वृत्तो वृतः सन् मृदनिलसलिलव्योमतेजोमयोऽयम् ।
नान्याधारः स्वशक्त्यैव वियति नियतं तिष्ठति ह्यस्यपृष्ठे
निष्ठं विश्वं न सश्वत् सदनुजमनुजादित्यदैत्यं समंतात् ॥३७९॥
(भा. सि. शि. गो.)

ચંદ્ર, બુધ, શુક્ર, મગળ, ગુરૂ, શનિ તથા નક્ષત્રોના વર્તુલોથી વિંટાયલો અન્ય કોઇપણ આધાર વિનાનો, પૃથ્વી જળ, તેજ, વાયુ અને આકાશમય આ પૃથ્વીનો પીંડ ગોળાકાર થઇને પોતાની શક્તિવડેજ આ આકાશમાં નિરંતર રહે છે. એના આ પૃષ્ઠ ભાગ ઉપર દાનવ, માનવ, દેવ તથા દૈત્યો સાથે આ વિશ્વ ચોતરફ રહેલું છે. ૩૭૯

### ગોળ પૃથ્વી ચક્રાકાર દેખાવાનુ કારણુ.

अल्पकायतया लोकाः स्वस्थानात्सर्वतो मुखम् ।
पश्यंति वृत्तामप्येतां चक्राकारां वसुंधराम् ॥३८०॥ (सू. सि.)

પૃથ્વી ગોળાકાર છે તોપણુ એને પોતાનુ શરીર અલ્પ હોવાથી લોકો પોતાના સ્થાનથી ચારે બાજુએ ચક્રાકાર દેખે છે.



## ભૂગોળ ઉપર રહેનારાઓને પરસ્પર આ પ્રમાણે લાગે છે.

"उपजाति वृत्तम्"

ગણુ–ત, ત, જ, ગુ, ગુ યતિ–પાદને છેડે.

ગણુ–જ, ત, જ, ગુ, ગુ, યતિ–પાદને છેડે

यो यत्र तिष्ठत्यवनीं तलस्थामात्मानमस्या उपरि स्थितं च ।
स मन्यतेऽतः कुचतुर्थसंस्था मिथश्च ते तिर्यगिवामनंति ॥३८१

(सि. शि. गो.)

જે જ્યાં રહે છે તે પૃથ્વીને પોતાના પગ નીચે અને પોતાને તેની ઉપર રહેલો માને છે માટે ભુગોળના ચોથા ચોથા ભાગને અંતરે રહેનારા માણસો પરસ્પર જાણે વાંકા ચુકા રહ્યા હોય તેમ તેઓ માને છે. ૩૮૧

## પૃથ્વીના બીજા ગોળાર્દ્ધમાં રહેનારાઓની સ્થિતિ.

उपजाति वृत्तम्.

अधः शिरस्काः कुदलांतरस्थाश्छाया मनुष्या इव नीरतीरे ।
आनाकुलास्तिर्यगधः स्थिताश्च तिष्ठंति ते तत्र वयं यथात्र
॥ ३८२ ॥

પૃથ્વીના બીજા ગોલાર્દ્ધમાં રહેનારા માણુસો, પાણીના કિનારા ઉપર ઉભેલા માણુસોની પાણીમાં દેખાતી છાયાની પેઠે જાણે ઉંધે મસ્તકે રહેલા છે અને એ રીતે નીચે તથા વાંકા રહેલા તેઓ કોઈપણ જાતની આકુળતા વ્યાકુળતા વગર આપણે જેમ અહિં રહીએ છીએ તેમ તેઓ ત્યાં રહે છે.

## પ્રાણિ વર્ગ વિચાર.

शरीरं जरायुजांडजस्वेदजोद्भिजभेदाच्चतुर्विधम् ॥

જરાયુજ, અંડજ, સ્વેદજ અને ઉદ્‌ભિજ એવા ભેદે કરી શરીર ચાર પ્રકારનું છે.

### જરાયુજ પ્રાણિ કોને કહેવાય.

पशवश्च मृगाश्चैव व्यालाश्चोभयतोदतः ।
रक्षांसि च पिशाचाश्च मनुष्याश्च जरायुजाः ॥३८३॥
(मनुः)

પશુ, વનચર પશુ, બે બાજુ દાંતવાળા શિકારી પશુ, રાક્ષસ, પિશાચ અને મનુષ્ય એ જરાયુજ એટલે જેના ગર્ભને સૂક્ષ્મ ચર્મ વિંટાયું હોય એવા કહેવાય છે.

### અંડજ પ્રાણિ કોને કહેવાય.

अंडजाः पक्षिणः सर्पा नक्रा मत्स्याश्च कच्छपाः ।
यानि चैवं प्रकाराणि स्थलजान्यौदकानि च ॥३८४॥(मनुः)

પક્ષી, સાપ, મગર, માછલાં તથા કાચબા વગેરે સ્થળમાં તથા જળમા રહેનાર જે પ્રાણિઓ છે તે અંડજ ઈંડાથી ઉત્પન્ન થનાર કહેવાય છે. ૩૮૪

## સ્વેદજ પ્રાણિની જાતો.

स्वेदजं दंशमशकं यूका मक्षिकमत्कुणम् ।
उष्मणश्चोपजायन्ते यच्चान्यत् किंचिदीदृशम् ॥ ३८५ ॥
(मनुः)

ડાંસ, મચ્છર, જૂ, માખ, માંકડ, તથા એના જેવા જે કોઈપણ બીજા પ્રાણિઓ ગરમીથી પેદા થાય છે તેને સ્વેદજ એટલે પરસેવાથી ઉત્પન્ન થનારા કહેવાય છે. ૩૮૫

## ઉદ્‌ભિજ પ્રાણિની જાતો.

उद्भिजाः स्थावराः सर्वे बीजकांडप्ररोहिणः ।
औषध्यः फलपाकांता बहुपुष्पफलोपगाः ॥३८६॥ (मनुः)

પૃથ્વીમાથી બીજ અને શાખા વાવવાથી પેદા થનારા સઘળા સ્થાવર એટલે વૃક્ષ જાતિ ઉદ્‌ભિજ એટલે ઉંચે ભેદીને ઉત્પન્ન થનારાં કહેવાય છે. તેમા ફળનો પાક આવવાથી નાશ પામનાર ઘણા પુષ્પ તથા ફળવાળા જે હોય તે ઔષધિ કહેવાય છે. ૩૮૬

## ઇશ્વરની શક્તિનો મહિમા વર્ણન.

" शार्दूलविक्रीडितम्. "

"सूर्याश्वैर्मसजस्ततः सगुरवः शार्दूलविक्रीडितम्"

ગણ–મ, સ, જ, સ, ત, ત, ગુ, યતિ ૧૨–૭.

एतस्मात्किमिवेंद्रजालमपरं यद्गर्भवासस्थितं
रेतश्चेतति हस्तमस्तकपदप्रोद्भूतनानांकुरम् ।
पर्यायेण शिशुत्वयौवनजरावेषैरनेकैर्वृतं
पश्यत्यत्ति शृणोति जिघ्रति तथा गच्छत्यथा गच्छति
(पंचदशी) ॥३८७॥

જે ગર્ભાશયમા રહેલુ વીર્ય હાથ, પગ તથા માથારૂપ અંકુરવાળુ શરીર બની અનુક્રમે બાલ્યાવસ્થા, યુવાવસ્થા તથા જરાવસ્થા વગેરે અનેક વેષથી વિંટાઈ જુવે છે, ખાય છે, સાભળે છે, સુઘે છે, જાય છે ને આવે છે. એ ઉપરાત બીજુ શુ આશ્ચર્ય છે ૩૮૭

देहवद्वटधानादौ सुविचार्य विलोक्यताम् ।
क्व धाना कुत्र वा वृक्षस्तस्मान्मायेति निश्चिनु ॥३८८॥
(पं. द.)

દેહની પેઠે વડ ધાણા વગેરેના વૃક્ષના બીજ માટે પણ સારી રીતે વિચાર કરીને જોવું ! કયાં તે બીજ ! અને કયાં તે વૃક્ષ ! માટે એ ઇશ્વરી શક્તિ છે એમ નિશ્ચય જાણ ! ૩૮૮

**આ સઘળું દંડના ભયથીજ નિયમિત છે!**

सर्वो दंडजितो लोको दुर्लभो हि शुचिर्नरः ।
दंडस्य हि भयात् सर्वं जगद्भोगाय कल्पते ॥३८९॥ (मा. ध.)

શિક્ષાથી સઘળા નિયમમાં રહે છે કેમકે કેવળ નિરપરાધી મનુષ્ય મળી આવવો મુશ્કેલ છે. દંડના ભયથીજ સઘળું જગત્ ભોગ ભોગવવાને સમર્થ થાય છે. ૩૮૯

**દંડના ભયથીજ વિષયમાં નિયમિત થવાય છે.**

" मालिनी "

"ननमयय युतेयं मालिनी नागलोकै"

ગણ—ન, ન; મ; ય; ય. યતિ ૮—૭.

नियत विषयवर्ती प्रायशो दंडयोगा
ज्जगति परवशेऽस्मिन्दुर्लभः साधुवृत्तः ।
कृशमपि विकलं वा व्याधितं वा धनं वा
पतिमतिकुलनारी दंडभीत्याभ्युपैति ॥३९०॥

(वि. म.)

ઘણું કરીને માણસો દંડના યોગથીજ વિષયોમાં નિયમથી વર્તનાર થાય છે કેમકે આ પરવશ જગતમાં સારા આચરણથી

ચાલનારો પુરૂષ મળવો કઠણ છે. શરીરે દુબળો, વિકલ, રોગી અથવા નિર્ધન પતિને કુળવાન્ સ્ત્રી પણ દંડના ભયથીજ ભજે છે. ૩૯૦

### જુઠું બોલનારનો કોઇ સંગી નથી

नासत्यवादिनः सख्यं न पुण्यं न यशो भुवि ।
दृश्यते नापि कल्याणं कालकूटमिवाश्नतः ॥३९१॥ (कल्प.)

આ જગતમા જુઠું બોલનારનો કોઈ મિત્ર નથી. તેને પુણ્ય તથા યશ મળતા નથી અને ઝેર ખાનારની પેઠે તેનું ક્યાંથી પણ કલ્યાણ દેખાતુ નથી. માટે હમેશાં સત્ય બોલવું ૩૯૧

### ધર્મની શ્રેષ્ઠતા.

धर्मो विश्वस्य जगतः प्रतिष्ठा लोके धर्मिष्ठं प्रजा उपसर्पति ।
धर्मेण पापमपनुदन्ति धर्मे सर्वं प्रतिष्ठितं तस्माद्धर्मं परमं वदन्ति

(कृ. य. तै. प्र. व. अ. ६३) ॥३९२॥

ધર્મ સર્વ પ્રાણિમાત્રનો આશ્રય છે, આ જગતમાં ધર્મ શુ અને અધર્મ શુ એ જણાવવા માટે લોકો ધર્મિષ્ઠની પાસે જાય છે ધર્મથી પાપ નાશ પામે છે, ધર્મમાજ સઘળુ રહ્યુ છે માટે ધર્મજ શ્રેષ્ઠ કહેવાય છે. ૩૯૨

आरंभो न्याययुक्तो यः स हि धर्म इति स्मृतः ।
अनाचारस्त्वधर्मेति एतच्छिष्टानुशासनम् ॥३९३॥
(व. प. अ. २०७)

જે કોઈપણ ધર્મ શરૂઆતથીજ ન્યાયયુકત હોય તે ધર્મ છે. અને જે કાર્ય અનાચારથી ભરેલું હોય તે અધર્મ કહેવાય છે. એવું શિષ્ટ પુરૂષોનું કહેવું છે. ૩૯૩

(વિદ્યાહીન મનુષ્ય પશુ સમાન જાણવો.

"शार्दूलविक्रीडितम्"

विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्नगुप्तं धनं ।
विद्या भोगकरी यशः सुखकरी विद्या गुरूणां गुरुः ॥
विद्या बंधुजनो विदेशगमने विद्या परा देवता ।
विद्या राजसु पूज्यते नहि धनं विद्याविहीनः पशुः ॥३९४॥
(भ. नी. श. १६)

માણસોનું શ્રેષ્ઠ સ્વરૂપ, ઢાંકેલું ગુપ્ત ધન, ભોગ, જશ, સુખ આપનારી, ગુરૂની પણ ગુરૂ, મુસાફરીમા બંધુજનની પેઠે પરમ દેવરૂપ વિદ્યાજ છે અને તેથી રાજદરબારમાં સારી પૂજા પણ થાય છે. ધનની પુજા થતી નથી માટે વિદ્યા હીનને પશુ સમાન જાણવો, ૩૯૪

## વિદ્યા સંપાદન કરવા વિષે.

"શાર્દૂલ"

विद्या नाम नरस्य कीर्तिरतुला भाग्यक्षये चाश्रयो ।
धेनुः कामदुघा रतिश्च विरहे नेत्रं तृतीयं च सा ॥
सत्कारायतनं कुलस्य महिमा रत्नैर्विना भूषणं ।
तस्मादन्यमुपेक्ष्य हेतुविषयं विद्याधिकारं कुरु ॥३९५॥
(सि. शि. त्रि. भा.)

પ્રત્યેક પુરૂષોને અતુલ કીર્તી આપનારી વિદ્યા છે. પડતી દશામા તે આશ્રય છે. કામદુધા ગાયની પેઠે ઇચ્છિત ફળ આપનારી છે પોતાના સ્નેહિઓના વિયોગ સમયે આનંદ આપનારી છે. ત્રીજુ નેત્ર વિદ્યાજ છે માન અપાવનારી છે. કુળનો મહિમા વધારનારી, વગર રત્નનું આભૂષણ છે માટે બીજી વસ્તુઓનો ત્યાગ કરી વિદ્યા સંપાદન કર.

**બાળકોને ન ભણાવનાર માતા પિતા શત્રુ સમાન છે.**

माता शत्रुः पिता वैरी येन बालो न पाठितः ।
न शोभते सभामध्ये हंसमध्ये बको यथा ॥३९६॥ (वि. श.)

જેઓએ પોતાના બાળકોને અભ્યાસ ન કરાવ્યો તે માતા પિતા બન્ને તેના શત્રુ સમજવા કારણ કે હંસોના ટોળામા જેવી બગલાની શોભા નથી તેમ વિદ્વાનોની સભામાં તે બિલકુલ શોભતો નથી. ૩૯૬

**સાઈ કે નરસું પ્રસંગ પડે ત્યારેજ સમજાય.**

"वसंततिलका"

" उक्ता वसंततिलका तभजाजगो गः "

ગણુ–ત, ભ, જ, જ. ગુ, ગુ.

कृष्णं वपुर्वहतु चंवतु सत्फलानि ।
रम्येषु संवसतु चाम्रवनांतरेषु ॥
पुंस्कोकिलस्य चरितानि करोतु कामं ।
काकः कलध्वनिविधौ स तु काक एव ॥३९७॥

(शार्ङ्गधर.)

કાગડો ભલે કાળું શરીર વહન કરે, સારાં સારાં ફળો ખાયાં કરે સુંદર આંબાના વનમા રહેલી કોયલના ચરિત્ર મરજી પ્રમાણે કર્યો જાય પણ જ્યારે મધુર શબ્દ બોલવાનો પ્રસંગ આવે ત્યારેતો તે કાગડો તે કાગડોજ છે. કોયલ નહિ.

**કુળ નાશ થવાના કારણો**

सर्वे यत्र विनेतारः सर्वे यत्राभिमानिनः ।
सर्वे महत्त्वमिच्छन्ति कुलं तदवसीदति ॥३९८॥

(सु. स. नी.)

જ્યાં બધાજ વિજય વાળા હોય, (વિનેતા હોય) બધાંજ જ્યાં અભિમાની હોય, જ્યા બધાનેજ મોટાઈ મેળવવાની ઇચ્છા હોય તો તે કુળ અવશ્ય નાશ પામે છે ૩૯૮ ।

કોઇને પણ દુઃખ આપ્યા વિના કાર્ય કરવું

संदधीत न चानार्यैर्विगृह्णीयान्न बंधुभिः ।
नाभक्तं चारयेच्चारं कुर्वीत कार्यमपीडया ॥३९९॥
(शु. रा. नी.)

દુષ્ટોની સાથે સલાહ (સંધિ) ન રાખવી બંધુઓની સાથે લડાઇ (વિગ્રહ) ન કરવી ભક્તિ વગરના સેવકને ન રાખવો અને કોઇને પણ દુઃખ આપ્યા વિના કાર્ય કરવું

શરીરના અથવા યુદ્ધના ત્રણ ફળ

भूमिर्मित्रं हिरण्यं वा विग्रहस्य फलत्रयम् ।
नास्त्येकमपि यद्येषां न तत्कुर्यात्कथंचन ॥४००॥

પૃથ્વી, મિત્ર અને સુવર્ણ એ ત્રણ ફળ વિગ્રહ અથવા શરીરના છે. આ ત્રણમાંથી જેની પાસે એક પણ નથી તે કાંઇ પણ કરી શકતો નથી,

શત્રુઓનું દ્રવ્ય કોણ ભોગવી શકે છે.

सामादिसज्जितैः पाशैः प्रतीक्षन्ते दिवानिशम् ।
भुंजते च यथाशक्ति जलजाञ्जलजा यथा ॥४०१॥
(शु. रा. नी.)

સામ દામ વગેરેથી સજ્જીત પાશવડે જે પુરૂષ રાત દિવસ શત્રુઓની પ્રતીક્ષા કરે છે તે શક્તિ પ્રમાણે શત્રુ-

મોટું દ્રવ્ય વગેરે લોભવી શકે છે. જેમકે જળમાં રહેનાર પ્રાણિ નાના જળચર પ્રાણિઓને ખાય છે. તેમ ૪૦૧

પંડિતં મન્યની અપૂર્ણતા વિદ્વાનની સભામાંજ છે.

"शिखरिणी"

"रसैरुद्रैश्छिन्ना यमनसभलाग शिखरिणी."

ગણ–ય, મ, ન, સ, ભ, લ, ગુ, યતિ–૬–૧૧

यदा किंचित्ज्ञोहं द्विप इव मदांधः समभवं ।
तदा सर्वज्ञोस्मीत्यभवदवलिप्तं मम मनः ॥
यदा किंचित्किंचिद्बुधजनसकाशादवगतं ।
तदा मूर्खोस्मीति ज्वर इव मदो मे व्यपगतः ॥४०२॥

(भ. नी. ७)

જ્યારે હું થોડું જાણતો ત્યારે હાથીની પેઠે મદાંધ હતો અર્થાત્ કર્તવ્ય, અકર્તવ્યના વિવેકથી શૂન્ય હતો ને સર્વજ્ઞ છું એમ મારૂં મન ગર્વિષ્ઠ થતું પણ જ્યારે મેં પંડિતોની પાસેથી થોડું થોડું વધારે જાણવા માંડયું ત્યારે હું મૂર્ખ છું એમ મને ભાસ્યું ને જ્વરની પેઠે મારો મદ જતો રહ્યો. ૪૦૨

## પંડિત મન્યને સાક્ષાત્ બ્રહ્મદેવ પણ સમજાવી શકે નહિ.

"गीति"

अज्ञः सुखमाराध्यः सुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रंजयति ॥४०३॥

(भ. नी.)

અજ્ઞાનીને સમજાવવો ઘણોજ સહેલો છે. અથવાતો વિશેષ જાણનારો પણ વધારે સહેલાઈથી સમજાવી શકાય છે પણ જ્ઞાનના લેશ માત્રથી પોતાને પંડિત માનનાર મનુષ્યને સાક્ષાત્ બ્રહ્મદેવ પણ સમજાવી શકતા નથી ૪૦૩

### ઐક્યતાનું ફળ.

अथ ये संहिता वृक्षाः सर्वतः सुप्रतिष्ठिताः ।
ते हि शीघ्रतमान् वातान् सहंतेन्योन्यसंश्रयात् ॥४०४॥

(उ. पर्व)

'જે વૃક્ષો પાસે પાસે રહેલા તથા ચારે બાજુથી સારી રીતે દૃઢ થયેલા હોય તે એક બીજાના આશ્રયને લીધે તોફાની વાયુને સહન કરે છે. ૪૦૪

## વ્યાધિનું કારણ

शारीराज्जायते व्याधिर्मानसो नात्र संशयः ।
मानसाज्जायते चापि शारीर इति निश्चयः ॥४०५॥
(शां. प.)

શરીર સંબંધી વ્યાધિથી મનનો વ્યાધિ થાય છે એમાં સંશય નથી તેમજ માનસિક વ્યાધિથી શારિરિક વ્યાધિ થાય છે. એમ નિશ્ચય માનવું. ૪૦૫

## આવા આવા વિચાર કરનારનેજ સંપત્તિ મળે છે

"स्रग्धरा"

कोऽहं कौ देशकालौ समविषमगुणाः केऽरयः, के सहायाः,
का शक्तिः कोऽभ्युपायः फलमिह च कियत्कीदृशी दैवसंपत् ।
संपत्तौ को निर्बंधः भविदितवचनस्योत्तरं किं नु मे स्या
दित्येवं कार्यसिद्धावविहितमनसो हस्तगाः संपदः स्युः ॥४०६॥
(सु.)

હું કોણ છું! દેશ કાળ કેવા છે! સમકે વિષમ ગુણવાળા આપણા શત્રુઓ કયા કયા છે! આપણને મદદ કરનારા કયા કયા માણસો છે! આપણામાં પહોંચી વળવાની શક્તિ કેટલી છે! શત્રુઓને પરાજય કરવાનો ઉપાય શું છે!

અહિંઆથી શું ફળ મળશે! આપણી દૈવી સંપત્તિ કેવી અને કેટલી છે! સંપત્તિમા શું નિબધ છે! આ પ્રશ્નોનો શું ઉત્તર આપવો! મારૂ શું થશે! આ પ્રમાણે કાર્ય સિદ્ધ કરવાને માટે દરરોજ વિચાર કરનારને સ પત્તિ અવશ્ય મળે છે. ૪૦૬

## સુપાત્ર આત્માને સંપત્તિ મળે છે

नोदन्वानर्थितामेति सदाम्भोभिः प्रपूर्यते ।
आत्मा तु पात्रतां नेयः पात्रमायान्ति संपदः ॥४०७॥

(सु.)

સમુદ્ર કાંઇપણ યાચના કરતો નથી છતાં તે હંમેશાં પાણિથી ભરપૂર છે તેમજ આત્માને જો સારૂં પાત્ર બનાવ્યો હોય તો તેથી સંપત્તિ પણ તેમા આવે છે.

## આ પ્રીતિરૂપ વેલીનું રક્ષણ કરવું

"शिखरिणी"

इयं प्रीतिर्वल्ली हृदयभुवि दैवात्समुदिता
तथा यत्नाद्रक्ष्या प्रकृतिमृदुलापाय बहुला ।
यथा नैनां स्फीतां पिशुनजनदुर्वाक्यदहनो
दहत्यंतः शोषं व्रजति न पुनः सौहृदनिधे ॥४०८॥

આ પ્રીતિરૂપવેલી હૃદય રૂપ પૃથ્વીમાં દૈવયોગે ઉત્પન્ન થયેલી છે એ ઘણીજ કોમળ છે. માટે એનુ પ્રયત્નથી રક્ષણ

કરવું કે જેથી ચુગલીખોર તથા દુષ્ટજનો તેમાં કદીપણ પ્રવેશ ન કરે અને આપણું અંતઃકરણ પણ શોષી શકે નહિ.

## ગૃહિણીનાં લક્ષણો

सदा प्रहृष्टया भाव्यं गृहकार्ये च दक्षया ।
सुसंस्कृतोपस्करया व्यये चामुक्तहस्तया ॥४०९॥

(श्रा. मासि.)

સ્ત્રીએ હમેશા હર્ષયુક્ત, ઘરકામમા કુશળ, રાચરચીલાને સાફસુફ તથા સારી ગોઠવણથી રાખનાર અને ખર્ચ કરવામાં સંકુચિત હાથવાળી થવુ જોઈએ ૪૦૯

## ભિક્ષુકોનાં બાર ગુણો.

शार्दूलविक्रीडितम्

उच्चैरध्ययनं पुरातनकथा स्त्रीभिः सहालापनं
तासामर्भकलालनं पतिनुतिस्तत्पाकमिथ्यास्तुतिः ।
आदेशस्य करावलंबनविधिः पाण्डित्यलेखक्रिया
होरागारुडमंत्रतंत्रकविधिर्भिक्षोर्गुणा द्वादश ॥४१०॥

(सु.)

ઉંચે સાદે ભણવુ. પુરાતન કથાએ કહેવી, બૈરાઓની સાથે વારંવાર બોલવુ, તેમના બાળકોને રમાડવા (પારણામાં

ચોઢેલા હોયતો લગાર હીંચકો પણ નાંખવો) તેમનાં ધણિ-ઓના વખાણ કરવા, બૈરાંઓએ કરેલી ગમે તેવી રસોઈનાં ખોટાં વખાણ કરવા, ભવિષ્યમાં થનારા શુભ કે અશુભ ફળોનું કથન, ચાતુરી, પંડિતાઈ, લખવાની કાયા જન્મોત્રી જોઇને ફળ કહેવું ભુતપ્રેત ડાકિની વિગેરે ગારૂડીમંત્ર તંત્રનો વિધિ જાણવો એવા એવા બાર ગુણો ભિક્ષુકોના છે. ૪૧૦

### ખીલેલી બુદ્ધિ શાથી છે!

यः पठति लिखति पश्यति परिपृच्छति पंडितानुपासयति ।
तस्य दिवाकरकिरणैर्नलिनीदलमिव विकास्यते बुद्धिः ॥४११

(प्र. स.)

જે ભણે છે, લખે છે, વિચારે છે, પુછે છે, અને પંડિતોની સાથે વારવાર બેસે ઉઠે છે તેની બુધ્ધિ સૂર્યના કિરણોથી કમળની પાખડીઓની પેઠે પ્રફુલ્લીત થાય છે. ૪૧૧

### પ્રયત્ન તથા અનાદર કરવાનાં સ્થાનો

कुत्र विधेयो यत्नो विद्याभ्यासे सदौषधे दाने ।
अवधीरणा क्व कार्या खलपरयोषित्परधनेषु ॥४१२॥

(प्र. स.)

પ્રયત્ન કયા કરવો ! તો કે વિદ્યાભ્યાસમાં, સારા ઔષધમા અને પરોપકાર કરવામા, અનાદર કયાં કરવો ! તો કે દુર્જન, પારકી સ્ત્રી અને પારકું ધન વગેરેમા અનાદર કરવો. ૪૧૨

यस्य नास्ति स्वयं प्रज्ञा शास्त्रं तस्य करोति किम् ।
लोचनाभ्यां विहीनस्य दर्पणः किं करिष्यति ॥४१३॥
(चा. नी.)

જેને પોતાની બુધ્ધિ નથી તેને શાસ્ત્ર શું ઉપદેશ કરી શકે! કેમકે નેત્ર રહિત માણુસને આરસીવડે શું! કંઇજ નહિ.

પુત્રને આશિર્વાદ આપવાનો મંત્ર

अंगादंगात्संभवसि हृदयादधिजायसे ।
आत्मा वै पुत्रनामासि सजीव शरदः शतम् ॥४१४॥
(ऋ. कौषि. उ.)

હે પુત્ર! તુ મારા પ્રત્યેક અવયવ તથા હૃદયથી ઉત્પન્ન થયો છુ માટે પુત્રના નામથી મારૂ જ સ્વરૂપ છે તે તું સો વર્ષ જીવ. ૪૧૪

કયો પુરૂષ વિનાશ પામતો નથી

धर्मो यशो नयो दाक्ष्यं मनोहारि सुभाषितम् ।
इत्यादि गुणरत्नानां संग्रही नावसीदति ॥४१५॥ (सु.)

ધર્મ, યશ, નીતિ, ડહાપણ અને મનહરનાર સારૂ ભાષણ વગેરે ગુણરૂપ રત્નોનો સગ્રહ કરનારો કદી પણ નાશ પામતો નથી. ૪૧૫

## મૂર્ખને ઉપદેશ કરવો નહિ

उपदेशो हि मूर्खाणां प्रकोपाय न शांतये ।

पयः पानं भुजंगानां केवलं विषवर्धनम् ॥४१६॥

મૂર્ખને ઉપદેશ આપવો તે કોપને માટેજ છે પણ તેથી તે શાંત થતો નથી (શાંતિને માટે નથી) કારણકે સાપને દૂધ પાવુ તે કેવળ ઝેરનેજ વધારનારૂં છે અમૃતને નહિ.

## મૂર્ખાઓની સોબત સારી નથી.

वरं पर्वतदुर्गेषु भ्रांतं वनचरै सह ।

न मूर्खजनसंपर्कः सुरेन्द्रभवनेष्वपि ॥४१७॥

પર્વતમાં, વનમાં, વનચરોની સાથે ભટકવું સારૂં છે પરંતુ ઈંદ્રરાજાના ભુવનમા પણ મૂર્ખાઓનો સમાગમ સારો નહિ.

## વ્યાકરણ વગરનું ભણવું નકામું છે

यद्यपि बहुधाधीतं तदपि पठ त्वं पुत्र ? व्याकरणम् ।

स्वजनः श्वजनो माऽभूत् सकलं शकलं सकृच्छकृत् ४१८

વ્યાકરણ ભણવાની બાબતમાં પિતા પુત્રને કહે છે કે હે પુત્ર! જોકે તું ઘણો ભણ્યો છે તો પણ વ્યાકરણ ભણ

તે વિના સ્વજન એટલે જનને ઠેકાણે શ્વજન એટલે કુતરાનો જન, સકળ એટલે સમગ્રને ઠેકાણે શકલ એટલે ટુકડો, અને સકૃત્ એટલે એકવારને ઠેકાણે શકૃત્ એટલે વિષ્ઠા એવા અર્થના અનર્થ થાય નહિ માટે વ્યાકરણતો અવશ્ય ભણવું જ.

શબ્દ કોષની આવશ્યકતા.

कोशस्येव महीपानां कोशस्य विदुषामपि ।
उपयोगो महान् यस्मात् क्लेशस्तेन विना भवेत् ॥४१९॥

રાજાના ખજાનાની પેઠે વિદ્વાનોને કોશ એટલે શબ્દના ભંડારની ઘણી જરૂર પડે છે જો કોશ ન હોયતો જેમ રાજા મુંઝાય છે તેમ વિદ્વાનને પણ તે વિના મહાન્ કલેશ થાય છે.

શાસ્ત્રનો વિચાર જ્ઞાનને વધારે છે.

यथा यथा हि पुरुषः शास्त्रं समधिगच्छति ।
तथा तथा विजानाति विज्ञानं चास्य रोचते ॥४२०॥
(भा. ध. अ. ४)

જેમ જેમ પુરૂષ શાસ્ત્રને વિચારે છે તેમ તેમ તેને નવું નવુ જાણવાનુ મળે છે અને વિશેષ જ્ઞાન રૂચે છે (ગમે છે)

### કસરતથી બળ વધે છે

शरीरचेष्टा या चेष्टा स्थैर्यार्था बलवर्द्धिनी ।
देह व्यायामसंख्याता मात्रया तां समाचरेत् ॥४२१॥ (चरक.)

દૃઢતા ઉત્પન્ન કરનારી, બળને વધારનારી હિત કરનારી જે શરીરની ચેષ્ટા છે તેને કસરતમા ગણી છે માટે તે થોડી થોડી પોતાની રૂચી પ્રમાણે કરવી. ૪૨૧

### મૂર્ખ માણસ ભયંકર જ્વર સમાન છે.

"शार्दूलविक्रीडितम्"

ग्रीवास्तंभभृतः परोन्नतिकथामात्रे शिरः शूलिनः
सोद्वेगभ्रमणप्रलापविपुलक्षोभाभिभूतस्थितेः ।
अंतर्द्वेषविषप्रवेशविषमक्रोधोष्णनिःश्वासिनः
कष्टा नूनमपंडितस्य विकृतिर्भीमज्वरारंभभूः ॥४२२॥

પોતાની ડોકને અક્કડ રાખનાર, બીજાની ઉન્નતિની કથા માત્ર સાભળવાથી માથામા શૂળ ધારણ કરનાર, ઉદ્વેગ સાથે ભમવુ બકવાદ કરવો, ઘણા ક્ષોભથી પરાભવ પામનારી સ્થીતિને ધારણ કરનાર અદર અદેખાઇ રૂપ ઝેરના પ્રવેશથી વિષમ ક્રોપવડે ઉષ્ણશ્વાસ થયા કરે છે તેવા મૂર્ખને થનાર કષ્ટ કારી વિકાર ખરેખર ભયંકર જ્વરની શરૂઆતની ભૂમિરૂપ છે અર્થાત્ જેને તાવ આવે છે (શરૂઆત થાય છે) તેને ઉપર લખેલા તમામ વિકારો થાય છે. ૪૨૨

## દુર્જનથી પીડાતા સજ્જનોનું કર્તવ્ય.

दुर्जनवदनविनिर्गतवचनभुजंगेन सज्जनो दष्टः ।
तद्विषनाशनिमित्तं साधुः संतोषमौषधं पिबति ॥४२३

(सु.)

દુર્જનોના મુખમાથી નિકળેલા વચનરૂપ સર્પથી ડંસાયલો સજ્જન પુરૂષ, તે ઝેરનો નાશ કરવા માટે સંતોષરૂપી (ક્ષમા) ઔષધને પીએ છે. ક્ષમા ધારણ કરીનેજ સજ્જનો દુર્જનોની સાથે ફરે છે ૪૨૩

### તર્ક શું શું કરે છે?

"सिंहोन्नता"

मोहं रुणद्धि विमलीकुरुते च बुद्धिं
सूते च संस्कृतपदव्यवहारशक्तिम् ।
शास्त्रांतरभ्यसनयोग्यतया युनक्ति
तर्कश्रमो न तनुते किमिहोपकारम् ॥४२४॥

(विश्वगुणादर्शम्)

તર્ક અજ્ઞાનને ટાળે છે, બુદ્ધિને નિર્મળ કરે છે, બરાબર સારી રીતે રચેલા વાકયોને (વ્યવહારને) સમજવાની શકિત ઉત્પન્ન કરે છે, અને બીજા શાસ્ત્રોનો અભ્યાસ કરવામાં યોગ્યતા ઉત્પન્ન કરે છે. માટે તેમા કરેલી મહેનત આ લોકમાં શું ઉપકારક નથી? અર્થાત્ ઉપકાર કરનારી છે.

## મૂર્ખ આચાર્યની પુષ્ટિ માટે શિષ્યના ત્રણ ગુણ

अगतित्वमतिश्रद्धा ज्ञानाभ्यासे रुचिर्न वै ।
त्रयः शिष्यगुणा ह्येते मूर्खाचार्यस्य पुष्टये ॥४२५॥

ગતિહીનપણુ, અતિશ્રદ્ધા અને જ્ઞાનના અભ્યાસમાં અરૂચિ, એ શિષ્યના ત્રણ ગુણો મૂર્ખ આચાર્યની પુષ્ટીને માટેછે.

## બાળકથી પણ સાર ગ્રહણ કરવો

अप्युन्मत्तात्प्रलपतो बालाच्च परिजल्पतः ।
सर्वतः सारमादद्यादश्मभ्य इव कांचनम् ॥४२६॥
(वि. नि.)

બહુ બકવાદ કરનાર, ઉન્મત્ત તેમજ કાલુ કાલુ બોલનાર બાળક પાસેથી, બીજા સઘળાથી, પથ્થરમાંથી, કાંચનની પેઠે સાર ગ્રહણ કરવો ૪૨૬

## દેશ કાલને અનુસરીને ચાલવા વિષે

शत्रोरपि गुणा ग्राह्या गुरोस्त्याज्यास्तु दुर्गुणाः ।
देशकालानुरोधेन वर्तितव्यं सदा बुधैः ॥४२७॥

બુદ્ધિમાન માણસોએ શત્રુના પણ ગુણો અવશ્ય ગ્રહણ કરવા પરંતુ ગુરૂનામા જો દુર્ગુણ રહ્યા હોય તો તેનો અવશ્ય ત્યાગજ કરવો અને દેશ કાળને અનુસરીનેજ ચાલવુ. ૪૨૭

## ઉદ્યોગી માણસજ વિદ્વાન્ કહેવાય છે.

" उपजाति "

शास्त्राण्यधीत्यापि भवंति मूर्खाः
यस्तु क्रियावान् पुरुषः स विद्वान् ।
सुचिंतितं चौषधमातुराणां
न नाममात्रेण करोत्यरोगम् ॥४२८॥ (वि. श.)

શાસ્ત્ર ભણ્યા છતા પણ જે ઉદ્યોગ રહિત છે તે મૂર્ખ ગણાય છે અને જે ઉદ્યમી છે તેનેજ વિદ્વાન્ કહેવાય છે. કારણકે જેમ વારંવાર ચિંતન કરાયલું ઔષધ નામ લેવાથી રોગીઓને આરોગ્ય કરતું નથી પણ તે ખાધાથીજ નિરોગી થવાય છે ૪૨૮

## કોની હાંસી થાય છે.

अपि शास्त्रेषु कुशला लोकाचारविवर्जिताः ।
सर्वे ते हास्यतां यान्ति यथा मूर्खाः सुशोभिताः ॥४२९
(वि. श.)

ઘણા શાસ્ત્રોમા કુશળ હોય તો પણ જો લોકાચારથી રહિત હોય તો તે સઘળાંની સારા શોભાયમાન મૂર્ખાની પેઠે, હાંસી થાય છે. ૪૨૯

## સજ્જન પુરૂષ જોવાથી આનંદ પામે છે.

किं मधुना किं विधुना किं सुधया किं च वसुधयाखिलया ।
यदि हृदयहारिचरितः पुरुषः पुनरेति नयनयोरयनम् ॥
(सु. स. प्र.) ४३०

હૃદયને હરણ કરે તેવાં ચરિત્ર વાળો ઉત્તમ પુરૂષ ફરીથી નેત્ર સ્થાનમાં (જોવામાં) આવે તો, મધ, ચંદ્ર, અમૃત અને બધી પૃથ્વીનું શું કામ છે? કારણકે સજ્જન તો આ વસ્તુઓ કરતાં પણ અધિક આનંદ આપે છે. ૪૩૦

### સજ્જનનું હૃદય કેવું છે?

"रथोद्धतावृत्तम्"

"रान्नराविह रथोद्धता लगौ."

ગણ—ર, ન, ર, લ યતિ—પાદે.

सज्जनस्य हृदयं नवनीतं यद्वदन्ति कवयस्तदलीकम् ।
अन्यदेहविलसत्परितापात्सज्जनो द्रवति नो नवनीतम् ॥४३१

કવિઓ સજ્જનના હૃદયને માખણની ઉપમા આપે છે તે ખરેખર ખોટું છે. કારણ કે જ્યારે બીજાના હૃદયમા થતી પીડાથી સજ્જનને પરિતાપ થાય છે તેથી તે પીગળી જાય છે. તેવી રીતે માખણ પીગળતુ નથી. ૪૩૧

## લક્ષ્મી આવા પુરૂષનું ઘર કદી પણ છોડતી નથી.

"शार्दूल."

यत्राभ्यागतदानमानचरणप्रक्षालनं भोजनं
सत्सेवा पितृदेवतार्चनविधिः सत्यं गवां पालनम् ।
धान्यानामपि संग्रहो न कलहश्चित्तानुरूपा प्रिया
दृष्टा प्राह हरिं वसामि कमला तस्मिन् गृहे निश्चला
(वि. ल. संवाद) ॥४३२॥

શ્રી વિષ્ણુને લક્ષ્મીએ આ પ્રમાણે કહ્યું કે જેના ઘરમાં અતિથિને દાન, માન, ચરણનુ પ્રક્ષાલન અને ભોજન અપાય છે, સંત મહાત્માઓની સેવા કરાય છે, પિતૃ અને દેવતાઓનું અર્ચન થયાં કરે છે, સત્ય પળાય છે. અને ગાયનું પાલન થાય છે ધાન્યનો સંગ્રહ કરાય છે કોઈપણ વખત ક્લેશ થતો નથી અને પોતાના ચિત્તને અનુકૂળ પોતાની સ્ત્રી છે તેના ઘરમાં હું નિશ્ચળ થઈને રહુ છું. ૪૩૨

## લક્ષ્મીએ બ્રાહ્મણનું ઘર કેમ છોડયું ? તેનું કારણ

" स्रग्धरावृत्तम् "

पीतोऽगस्त्येन तातश्चरणतलहतो वल्लभोऽन्येन रोषा
दाबाल्याद्विप्रवर्यैः स्ववदनविवरे धारिता वैरिणी मे ।

गेहं मे छेदयन्ति प्रतिदिवसमुमाकान्तपूजानिमित्तं
तस्मात्खिन्ना सदाहं द्विजकुलसदनं नाथ ? नित्यं त्यजामि ॥

(सु.) ४३३॥

લક્ષ્મી—અગસ્ત્ય મુનિ મારા પિતા સમુદ્રને પી ગયા, ભૃગુઋષિએ કોપથી મારા પતિને લાત મારી, એ સિવાય બીજું બ્રાહ્મણો બાળપણથી મારી દુશ્મન સરસ્વતીને હંમેશાં પોતાના મુખ રૂપી ગુફામાં રાખી મુકે છે, દરરોજ શંકરની પૂજા કરવાને માટે મારૂં ઘર જે કમળ તેને છેદે છે. તેથી હે નાથ ? ખેદ પામીને હમેશાં બ્રાહ્મણના કુળનો (ઘરનો) હું ત્યાગ કરૂં છું ૪૩૩

### પૈસાનો રોગ શું શું કરે છે?

बधिरयति कर्णविवरं वाचं मूकयति नयनमन्धयति ।
विकृतयति गात्रयष्टिं संपद्रोगोऽयमद्भुतो राजन् ॥४३४॥

હે રાજા પૈસાનો રોગ એવો અદ્‌ભુત છે કે, કાનના છિદ્રને બહેરા કરી દે છે વાણિને મુંગી બનાવી દે છે, આંખને આંધળી બનાવી દે છે. અને શરીરની લાકડીને વિકારમય બનાવે છે અર્થાત્ પૈસાદાર માણસ કોઈનું સાંભળતો નથી બોલતો નથી, દેખતો નથી અને સામી છાતીએ ચાલવાની અનેક ચેષ્ટાઓ કરે છે. ૪૩૪

## પૈસાના ગર્વમાં છકેલાનો આશ્રય કદી કરવો નહિ.

"शशिवदना"

ગણુ–ન, ય. યતિ–પાદે.

वरमसिधारा तरुतलवासो वरमिह भिक्षा वरमुपवासः ।
वरमपि घोरे नरके पतनं न च धनगर्वितबांधव शरणम् ॥
(सु.) ४३५

તરવારની ધાર સારી, ઝાડ નીચે વસવું સારૂં, ભીખ માંગીને જમવું સારૂં ઉપવાસ કરવો સારો. અને નરકે પડવું સારૂં પણ પૈસાથી છકેલા બાંધવને શરણે જવું સારૂં નહિં. ૪૩૫

અન્નદાનની શ્રેષ્ઠતા.

"मालिनी"

तुरगशतसहस्रं गोगजानां च लक्षं
कनकरजतपात्रं मेदिनीं सागरान्ताम् ।
विमलकुलवधूनां कोटिकन्याश्च दद्या
न्नहि नहि सममेतैरन्नदानं प्रधानम् ॥४३६॥ (सु.)

હજારો ઘોડાઓનું દાન કરો, લાખો હાથીઓ કે ગાયોના દાન કરો, સોના રૂપાનાં પાત્રોના દાન કરો, સમુદ્ર પર્યંત તમામ પૃથ્વીના દાન આપો અને પવિત્ર કુળવધૂ

તથા કરોડો કન્યાઓનાં દાન કરો પરંતુ સર્વ દાનમાં શ્રેષ્ઠ અન્ન દાનની તુલ્ય કોઈપણ દાન થતું નથી. ૪૩૬

अयं निजः परो वेति गणना लघुचेतसां ।
उदारचरितानां हि वसुधैव कुटुंबकम् ॥४३७॥

આ પોતાનો અને પારકો એવી ગણના હલકા મનવાળા પુરૂષો કરે છે, પણ જે ઉદાર ચરિત્રવાળા છે તેને તો બધીજ પૃથ્વી પોતાનું કુટુંબજ છે ૪૩૭

કૃપણનું ધન મેળવી શકાય નહિ

"पृथ्वीवृत्तम्"

"जसौ जसयला वसुग्रहयतिश्च पृथ्वीगुरु"

ગણ–જ, સ, જ, સ, ય, લ, ગ, ગુ. યતિ–૮, ૯.

अयश्चणकचर्वणं फणिफणामणेः कर्षणं
करेण गिरितोलनं जलनिधेः पदा लंघनम् ।
प्रसुप्तहरिबोधनं निशितखड्गसंस्पर्शनं
कदाचिदखिलं भवेन्न च शठाद्धनस्यार्जनम् ॥४३८॥

લોઢાના ચણા ચવાય, સાપની ફેણનો મણી ખેંચી શકાય, હાથવડે પર્વત તોળાય, પગથી સમુદ્ર ઓળગી શકાય. સુતેલા સિંહને જગાડી શકાય, તિક્ષ્ણ તરવાર (ખડ્ગ) ને અડકી શકાય એ બધુ કરી શકાય પરંતુ કૃપણની (શઠની) પાસેથી ધન કદી પણ મેળવી શકાય નહિ. ૪૩૮

## ધનની યાચના નિધનની (મરણુની) બરાબર છે.

"शिखरिणी"

क्व गन्तासि भ्रातः कृतवसतयो यत्र धनिनः
किमर्थं प्राणानां स्थितिमनुविधातुं कथमपि ।
धनैर्याञ्चालब्धैर्ननु परिभवोऽभ्यर्थनफलं
निकारोऽग्रे पश्चाद्धनमहह भोस्तद्धि निधनम् ॥४३९॥

(સુ.)

"હે ભાઇ તુ ક્યાં જશે? "જ્યાં ધનવાનો વસે છે ત્યાં "શા માટે' માંડમાંડ મારા પ્રાણુની સ્થિતિ કરવાને," "માંગીને મેળવેલા ધનથી તારો પરાભવ નહિ થાય કે?" માંગવાનું ફળ પહેલો તિરસ્કાર (નિકાર) અને પછી ધન શબ્દની આગળ નિ આવે ત્યારેતો નિધન (મરણુ) થાય, અર્થાત્ માંગવું તે મરણુની બરાબર ગણાય છે. ૪૩૯

### પરોપકારની શ્રેષ્ઠતા

परोपकारः कर्तव्यः प्राणैरपि धनैरपि ।
परोपकारजं पुण्यं न स्यात् क्रतुशतैरपि ॥४४०॥

પ્રાણુ તથા ધન વડે પરોપકાર કરવો. સેંકડો યજ્ઞ કરવાથી પણુ પરોપકારના જેવું પુન્ય થતું નથી. ૪૪૦

## સત્પુરૂષો હંમેશાં પરોપકારજ કરે છે

"उद्धर्षिणी"

पद्माकरं दिनकरो विकचं करोति
चंद्रो विकासयति कैरवचक्रवालम् ।
नाभ्यर्थितो जलधरोऽपि जलं ददाति
सन्तः स्वयं परहितेषु कृताभियोगाः ॥४४१॥

સરોવરમા ઉગેલા કમળોને સૂર્ય વિકાસિત કરે છે. ચંદ્રમા પોયણાના સમૂહને પ્રફુલ્લિત કરે છે, મેઘ પ્રાર્થના કર્યા વિના જળ આપે છે, તેથી સત પુરૂષો પોતેજ પર હિતમા તત્પર રહે છે ૪૪૧

## સંતોષમાં સઘળું સુખ છે.

"शार्दूलविक्रीडितम्"

मृत्युर्मान्द्यति मूर्ध्नि शश्वदुरगी घोरा जरा रूपिणी
त्वामेषा ग्रस्ते परिग्रहमयैर्गृध्रैर्जगद्भस्यते ।
धूत्वा बोधजलैरबोधबहुलं तल्लोभजन्यं रजः
संतोषामृतसागरांभसि चिरं मग्नः सुखं स्थास्यति ॥४४२
(सु.)

હે જીવાત્મન્ ! તારા માથા પર મૃત્યુ મદ કરીને ટાંપી રહેલું છે. જરા (વૃદ્ધા) રૂપી ભયંકર સાપણ તને

ગળતી જાય છે અને પરિગ્રહ રૂપી ગીધડાંઓથી આ તમામ જગત્ ગળાય છે તેથી બેધરૂપ જળથી અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા લોભ રજનો નાશ કરી સંતાષમય અમૃત સાગરમાં તું મગ્ન થઈશ તો તું સુખથી રહી શકશે. ૪૪૨

अनुगंतुं सतां वर्त्म कृत्स्नं यदि न शक्यते ।
स्वल्पमप्यनुगंतव्यं मार्गस्थो नावसीदति ॥४४३॥

હરરોજ સંતપુરૂષો જે માર્ગે જાય તે માર્ગેજ જવું જો તેમ ન થાય તો થોડા ઘણો પણ તે માર્ગ પકડવો જેથી દુ:ખી થવાય નહિ. ૪૪૩

ઉચ્છિષ્ટાદિથી અપવિત્ર વસ્તુ પણ વધારે પવિત્ર છે.

उच्छिष्टं शिवनिर्माल्यं वमनं शवकर्पटम् ।
काकविष्टासमुत्पन्नः पञ्चेऽतिपवित्रकाः ॥४४४॥

(૧) ખાતા ખાતા વધેલું (છાંડેલુ). (૨) શિવ નિર્માલ્ય, (૩) ઉલટી કરી નાખેલું. (૪) પ્રેતનું વસ્ત્ર, (૫) કાગડાની વિષ્ટાથી ઉત્પન્ન થયેલું, એટલા પાંચ પદાર્થો ઘણાજ પવિત્ર છે. તે કયા ? ૪૪૪

જવાબ–(૧) દૂધ પ્રથમ વાછરડું ધાવે છે ત્યારેજ ગાય દુધ આપે છે માટે વાછરડાને પીતાં બાકી રહેલું તે એઠું દૂધ (૨) ગંગાજળ–મહાદેવના માથ પર ચઢેલી ગંગા

હોવાથી તે શિવ નિર્માલ્ય છે, છતાં પણ તે પવિત્ર ગણાય છે. (૩) મધ-મધમાખી પુષ્પોમાંથી રસ ચૂસી લાવી તેને ઉલ્ટી દ્વારા મધપુડો બનાવે છે તે મધ પણ પવિત્ર ગણાય છે. (૪) પીતાંબર-રેશમના કીડાને પ્રથમ ઉના પાણીમાં ઉકાળીને તેને મારી નાંખી તેના નિર્જીવ કોકડામાથી રેશમ લઈ તેનું પીતાંબર વણાય છે તે પણ પવિત્ર ગણાય છે. (૫) પીપળો-પીપળાના મૂળમા કાગડાની વિષ્ઠા પુરાય છે. ત્યારેજ તે ઉગે છે માટે તે પણ પવિત્ર છે. ૪૪૪

### કલિ કૌતુક વર્ણન

"उपजाति"

सीदन्ति सन्तो विलसंत्यसंतः
पुत्रा म्रियन्ते जनकश्चिरायुः ।
परेषु मैत्री स्वजनेषु वैरं
पश्यन्तु लोकाः कलिकौतुकानि ॥४४५॥

હે લોકો ! કલિયુગના કૌતુકો આ પ્રમાણે છે, સત્પુરૂષો દુઃખી થાય છે, નઠારા પુરૂષો વિલાસ ભોગવે છે, પુત્રો મરે છે અને પિતા દીર્ઘ આયુષ્ય ભોગવે છે, પારકાઓમાં મિત્રતા થાય છે અને સ્વજન સાથે વૈર બંધાય છે. ૪૪૫

## કલિ માહિમા

"शार्दूलविक्रीडितम्"

विद्वत्ता वसुधातले विगलिता पांडित्यधर्मो गतः
श्रोतृणां हृदयेष्वबुद्धिरधिका ज्ञानं गतं चारणे।
गाथागीतविनोदवाक्यरचनायुक्त्या जगद्रञ्जितं
ज्योतिर्वैद्यकशास्त्रसारमखिलं क्षुद्रेषु जातं कलौ ॥४४६

વિદ્વત્તા પૃથ્વીની તળીયે ચાલી ગઈ, પંડિત સંબંધી ધર્મ પણ ચાલ્યો ગયો, સાંભળનારાઓની બુધ્ધિ જડ થઈ ગઈ જ્ઞાન બધું ચારણુમા ચાલ્યુ ગયું, ગાથા ગીત હાસ્ય વગેરે વાકયની રચના યુક્તિઓથી જગત્ રાજી થવા લાગ્યું સમગ્ર જોતીષ, વૈદક અને શાસ્ત્રનો સાર આ કલિકાળમાં નીચ માણુસોમા ચાલ્યો ગયો. ૪૪૬

### દારૂડીયામાં સચ્ચાઈ નથી.

मद्यपस्य कुतः सत्यं दया मांसाशिनः कथम् ।
कामिनश्च कुतो विद्या निर्धनस्य कुतः सुखम् ॥४४७

મદ્યપાન કરનારમા સત્યતા કયાંથી હોય ! માસ ભક્ષણ કરનારામાં દયા કયાથી હોય ! કામી પુરૂષમા વિદ્યા કયાંથી હોય અને નિર્ધનને સુખ કયાંથી હોય ! ૪૪૭

## મદ્યપાન કરનારની હાલત.

"शालिनी"

"शालिन्युक्ता म्तौ तगौ गोब्धिलोकैः."

ગણુ–મ, ત, ત, ગુ, ગુ યતિ–૪, ૭.

चित्ते भ्रांतिर्जायते मद्यपानात्
भ्रान्ते चित्ते पापचर्यामुपैति ।
पापं कृत्वा दुर्गतिं यान्ति मूढा
स्तस्मान्मद्यं नैव पेयं न पेयम् ॥४४८॥

મદ્યપાન કર્યાથી ચિત્તમા ભ્રાંતિ પેદા થાય છે, અને ચિત્તમા ભ્રાંતિ થવાથી તે પાપ આચરણુ કરે છે, અને પાપ કરીને મૂર્ખાઓ નઠારી ગતિમા (નરકમા) પડે છે. માટે મદિરાપાન કદી પણુ કરવું નહિ. ૪૪૮

## દૈવની ગતિ ઘણી વિચિત્ર છે.

अघटितघटितं घटयति सुघटितघटितानि दुर्घटीकुरुते ।
विधिरेव तानि घटयति यानि पुमानेव चिंतयति ॥४४९॥

દૈવ, જે અઘટિત છે તેને ઘટાવે છે, જે સારી રીતે ઘટિત છે તેને વિઘટિત (જુદા) કરે છે, અને જેને માણુસો ચિંતવન કરતા નથી તેને પણુ તે ઘટાવે છે, અર્થાત્ [illegible] [illegible] છે. ૪૪૯

## આશાવાદીનું કથન

"स्रग्धरावृत्तम्"

लज्जे त्वं मज्ज सिंधौ गिरिवरशिखरे त्वं च तिष्ठ प्रतिष्ठे
शांते प्रांते दिशान्ते कुरु वसतिमहो गर्व खर्वी भवाशु।
तेजः पातालमूलं भज भुवि भगवन्मान मानाम तेऽस्तु
प्रेम्णैकामाश्रयन्तीं सततमहमिमां तूर्णमाशां श्रयिष्ये ॥૪૯૦

એ લજ્જા! "તુ સમુદ્રમા ડૂબીજા" હે પ્રતિષ્ઠા! "તુ પર્વતની ટોચ પર ચાલીજા" હે શાંતિ! "તુ દિશાઓના અતમા નિવાસ કર" એ ગર્વ! "તુ જલ્દી અલ્પ થઈજા."

હે તેજ! "તુ પાતાલ મૂળમા પેસીજા" હે ભગવાન્ માન! "આ પૃથ્વીમા તારૂ નામ પણ રહે નહિ" કારણકે હુવે તો હુ એક પ્રેમનો આશ્રય કરનારી આશાને શરણે જઈશ.

## દુઃખ પામતાં છતાં પણ મન વિષયને છોડતું નથી.

"वसंततिलका"

भिक्षान्नं तदपि नीरसमेकवारं
शय्या च भूः परिजनो निजदेहमात्रम्।
वस्त्रं च जीर्णशतखंडमयी च कंथा
हा हा तथापि विषयान्न जहाति चेतः ॥૪૯૧॥

ભિક્ષાનુ ભોજન છે, તે પણ વળી રસકસ વિનાનું એકજવાર મળે છે, પૃથ્વીપર શયન છે, પોતાનો દેહ માત્ર

સેવકજન છે, અને જુની સો થીંગડાવાળી ફાટીટુટી ગોદડી છે. આવી સામગ્રી છતાં પણ આ હઠીલુ મન વિષયોને છોડતુ નથી ? એ કેટલી ખેદની વાત ! ૪૫૧

## મહાત્માઓના વચન ઓષધ જેવાં છે.

अनवरतपरोपकरणव्यग्रीभवदमलचेतसां महताम् ।
आपातकाटवानि स्फुरन्ति वचनानि भेषजानीव ॥४५२

(सु. स. म.)

હમેશા પરમાર્થ કરવામા નિર્મળ ચિત્ત વ્યગ્ર થયેલાં છે એવા મહાત્માઓના વચનો ઔષધની પેઠે પહેલાતો કડવાં લાગે છે પરતુ પરિણામે ઘણાજ સારા છે. ૪૫૨

## સોચ અને સજ્જન દુર્જનની સરખામણી.

अनुकुरुतः खलसुजनावग्रिमपाश्चात्यभागयोः सूच्याः ।
विदधाति रन्ध्रमेको गुणवानन्यस्तु पिदधाति ॥४५३॥

દુર્જન અને સજ્જન સોચની અણિ અને નાકાના ભાગ જેવા છે તેમાં અણિનો ભાગ દુર્જન પ્રથમ છિદ્ર પાડે છે અને બીજો ગુણવાન્ વિદ્યાદિ ગુણવાળો (પક્ષે દોરાવાળો)છે તે તેને ઢાંકી દે છે દુર્જને પાડેલા છિદ્રને સુજન ઢાંકી દે છે જેમ સોચની અણિથી પાડેલુ છિદ્ર દોરાવાળો નાકાનો ભાગ સીવી લે છે તેમ ૪૫૩

## સજ્જનોનું વચન કદી ફરે નહિ.

"मालिनि"

उदयति यदि भानुः पश्चिमे दिग्विभागे
प्रचलति यदि मेरुः शीततां याति वन्हिः ।
विकसति यदि पद्मं पर्वताग्रे शिलायां
न भवति पुनरुक्तं भाषितं सज्जनानाम् ॥४५४॥

કદિ સૂર્ય પશ્ચિમ દિશામાં ઉગે, કદાચ મેરૂં પર્વત પોતાના સ્થાનથી ચલાયમાન થાય, અને ઠંડો થઇ જાય, પર્વતના અગ્રભાગની શિલાપર કમળ પ્રફુલ્લિત થાય છતાં પણ સજ્જન પુરૂષોના બોલેલા બોલ કદીપણ ફરતા નથી.

## પ્રાણાંતે પણ ઉત્તમોનો સ્વભાવ બદલાતો નથી

"मंदाक्रान्तावृत्तम्"

घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंधं
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षुकाण्डम् ।
दग्धं दग्धं पुनरपि पुनः कांचनं कांतवर्णं
न प्राणान्ते प्रकृतिविकृतिर्जायते चोत्तमानां ॥४५५॥

વારંવાર સુખડ ઘસવાથી સારી સુગંધી આપે છે, શેરડીના સાંઠાને જેમ જેમ છેદીયે તેમ તેમ સ્વાદ વિશેષ

આપે છે અને સોનાને જેમ જેમ તપાવીએ તેમ તેમ ચળકાટ ઉત્પન્ન થાય છે તેમ જેઓ ઉત્તમ પુરૂષો છે તેઓ પ્રાણાતે પણ પોતાની પ્રકૃતિ વિકારી કરતા નથી ૪૫૫

## જાતિથી મોટાઓ, નીચપાસે મૌનજ રાખે છે.

"स्रग्धरा"

वक्त्रे वल्गाप्रकर्षः समरभुवि तव प्राणरक्षापि दैवात्
स्वेच्छाचारो न चास्ते नहि भवति तथा भारवाहो नितान्तम् ।
इत्युक्तोऽश्वः खरेण प्रहसितवदनो मूक एवावतस्थे
तस्माज्जात्या महान्तोऽधमजनविषये मौनमेवाश्रयन्ते ॥४५६॥

કોઇ એક ગધેડો ઘોડાને કહે છે કે હે ઘોડા ! તને હરરોજ ભાર ઉપાડવો પડતો નથી છતા પણ તારૂ મુખ લગામથી ખેચાય છે રણભૂમિમા તારા પ્રાણનો બચાવ કંચિત્ દૈવ યોગેજ થાય છે અને તારી મરજી મુજબ તારે ચાલવાનું થતુ નથી. આ પ્રમાણે ઘોડાને કહેવાયું છતા પણ ઘોડો હસતુ મુખ રાખી મુગોજ રહ્યા જેથી જેઓ જાતિથી મોટા છે. તેઓ નીચ લોકોની આગળ મૌનજ રાખીને રહે છે. ૪૫૬

## ભ્રષ્ટ થનારાની બીજી કઈ ગતિ હોય ?

"शार्दूलविक्रीडितम्"

भिक्षो ? मांसनिषेवणं किमुचितं किं तेन मद्यं विना
मद्यं चापि तव प्रियं प्रियमहो वारांगनाभिः सह ।
वेश्या द्रव्यरुचिः कुतस्तव धनं द्यूतेन चौर्येण वा
चौर्यद्यूतपरिग्रहोऽपि भवतो भ्रष्टस्य काऽन्या गति ॥४५७

અલ્યા ઓ ભિખારી ! "માસનુ સેવન કરવું શું યોગ્ય છે ?" "દારૂ વગર તે માસ શું કામનું ?" અરે ! "શુ તને દારૂ પણ પ્રિય છે ?" આહા "તે તો વરંગનાઓની સાથે મને પ્રિય છે" વૈશ્યાઓ તો ધનનેજ પ્રિય માને છે તો "તારી પાસે ધન કયાંથી ?" જુગાર રમી અથવા તો કોઇનું ઘર ફાડીને ધન લાવું છુ" ત્યારે શુ જુગારી અને ચોર પણ છે ! અરેરે ? જેઓ ભ્રષ્ટ થયા છે તેની બીજી શી ગતિ હોય ! ૪૫૭

### રાજાનો માનિતોજ માન પામે છે.

जनं जनपदा नित्यमर्चयन्ति नृपार्चितम् ।
नृपेणावमतो यस्तुस सर्वैरवमन्यते ॥४५८॥

લોકો હંમેશાં રાજાએ માન આપેલા પુરૂષને પૂજે છે. અને રાજા જેનું અપમાન કરે છે તે બધા તરફથી અપમાનને પાત્ર બને છે. ૪૫૮

## નઠારો પ્રધાન રાજ્યનો વિઘાતક છે.

दुर्योधनः समर्थोऽपि दुर्मंत्री प्रलयं गतः ।
राज्यमेकश्चकारोच्चैः सुमंत्री चंद्रगुप्तकः ॥४५९॥

આવો સમર્થ દુર્યોધન રાજા દુષ્ટ મંત્રીને લીધે પોતે નાશ પામ્યો અને સારા પ્રધાનવાળો ચંદ્રગુપ્તરાજાએ ઉત્તમ રાજ્ય મેળવ્યુ (કર્યું) ૪૫૯

## કેવા રાજા પર પ્રજા પ્રસન્ન રહે છે.

कर्मणा मनसा वाचा चक्षुषापि चतुर्विधम् ।
प्रसाधयति लोकं यस्तं लोको नु प्रसीदति ॥४६०॥

જે રાજા, કર્મ, મન, વાણિ અને આંખ એ ચાર પ્રકારે લોકોને ખુશ કરે છે. તેવા રાજા ઉપર પ્રજા પણ પ્રસન્ન રહે છે. ૪૬૦

## આ જમાનામાં લોકોની હાલત

अट्टशूला जनपदाः शिवशूला द्विजातयः ।
कामिन्यः केशशूलिन्यः संभवन्ति कलाविह ॥४६१॥
(भा. मा.)

આ યુગમાં શહેરો હોટલોથી ભરપૂર જોવામાં આવે છે. બ્રાહ્મણોને જોઈએ છૈયે તો વેદ ભગવાનને વેચનવાળા નજરે પડે છે સ્ત્રીઓને જોઈશુ' તો તેઓ પોતાનુ' પાતિવ્રત્ય (આબરૂ) ને વેચનારી દેખાય છે. ૪૬૧

## માણસમાં ચતુરપણું શાથી મળે છે?

आत्मोदयः परग्लानिर्द्वयं नीतिरितीयती ।

तद्दूरीकृत्य कृतिभिर्वाचस्पत्यमनायते ॥४६२॥

પોતાનો ઉદય કરવો. અને શત્રુઓનો નાશ કરવો. એ બેજ નીતિ છે. એ બે નીતિને ધારણ કરનાર રાજાઓ તેમજ સમર્થપુરૂષો વાચસ્પત્યને પામે છે અથવા બોલવામાં ચતુર થાય છે ૪૬૨

## અધિકારી બ્રાહ્મણ શું કરે છે?

ब्राह्मणः क्षत्रियो बंधुर्नाधिकारे प्रशस्यते ।

ब्राह्मणः सिद्धमप्यर्थं कृच्छ्रेणापि न यच्छति ॥४६३॥

બ્રાહ્મણ, ક્ષત્રીય અને બંધુ એમને અધિકારી બનાવવા નહિ. જો બ્રાહ્મણને અધિકાર મળે તો તેને પોતાની પાસે ગમે તેટલુ ધન છતાં કાઢવાને ઘણુ જ કષ્ટ થાય છે ૪૬૩

## અધિકારી ક્ષત્રિય તથા બંધુ શું કરે છે?

नियुक्त क्षत्रियो द्रव्ये खड्गं दर्शयते ध्रुवम् ।

सर्वस्वं ग्रसते बंधुराक्रम्य ज्ञातिभावतः ॥४६४॥

ક્ષત્રિયને જો દ્રવ્યનો અધિકારી બનાવ્યો હોય તો તેની પાસે માંગનારને તે તરતજ તરવાર બતાવે છે. અને



અધિકારી અણુ પણ સ્ફાતિના માહાત્મ્યથી મોટાં પ્રાણને પણ ગળી જાય છે. ૪૬૪

### રાજાએ પ્રજાનું પિતા તુલ્ય રક્ષણ કરવું.

तस्करेभ्यो नियुक्तेभ्यः शत्रुभ्यो नृपवल्लभात् ।
नृपतिर्निजलोभाच्च प्रजा रक्षेत् पितेव हि ॥४६५॥

ચોર લોકોથી, નિયુક્ત શત્રુઓથી, રાજાને વહાલા માણસોથી (ઉપરી અધિકારીથી) અને પોતાના લોભથી પણ રાજા પિતા તુલ્ય પ્રજાની રક્ષા કરે ૪૬૫

### સુવર્ણ સુભાષણ કોણ ધારણ કરે છે !

संसदि तदेव भूषणमुपकारकमवसरे धनं मुख्यम् ।
सूक्तं दधति सुवर्णं कल्याणमनर्घ्यमिह धन्याः ॥४६६॥

સભામાં આભૂષણ રૂપ, અવસરે ઉપકારક, મુખ્ય ધન જેવાં મંગળકારી, અમૂલ્ય અને સૂવર્ણ રૂપ સુભાષિતને ધન્ય પુરૂષજ ધારણ કરે છે.

॥ श्री कृष्णार्पणमस्तु ॥